

# સમર્પણ

**नमोऽस्त्वनन्ताय सहस्रमूर्तये सहस्रपादाक्षिशिरोरुबाहवे ।**
**सहस्रनाम्ने पुरुषाय शाश्वते सहस्रकोटी युगधारिणे नमः॥**

હજારો સ્વરૂપ, હજારો ચરણ, હજારો નેત્ર, હજારો મસ્તક, હજારો સાથળ તથા હજારો બાહુવાળા અંતરહિત પરમાત્માને નમસ્કાર હો. હજારો નામવાળા અને સહસ્ર કોટી યુગોને ધારણ કરનારા શાશ્વત પુરુષને નમસ્કાર હો.

**असितगिरिसमं स्यात् कज्जलं सिन्धुपात्रे सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी । लिखति यदि गृहीत्वा शारदा सर्वकालं तदपि तव गुणानामीश पारं न याति ॥**

નીલ પર્વત જેટલું કાજળ હોય, મહાસાગર સમાન ખડીઓ હોય, કલ્પવૃક્ષની ડાળીની કલમ હોય, પૃથ્વી જેવડા કાગળ હોય અને તે લઇને સાક્ષાત્ સરસ્વતી સદાકાળ લખ્યા કરે, તોપણ હે નાથ! આપના ગુણનો પાર આવે નહિ.

**त्वमेव माता च पिता त्वमेव त्वमेव बंधुश्च सखा त्वमेव ।**
**त्वमेव विद्या द्रविणं त्वमेव त्वमेव सर्वं मम देव देव ॥**

તમેજ માતા અને તમેજ પિતા છો, તમેજ બંધુ અને તમેજ મિત્ર છો; તમેજ વિદ્યા ને તમેજ દ્રવ્ય છો, અને હે દેવોના દેવ! તમેજ મારૂં સર્વ કાંઇ છો.

**कायेन वाचा मनसेन्द्रियैर्वा बुद्ध्यात्मना वा प्रकृतेः स्वभात् ।**
**करोमि यद्यत्सकलं परस्मै नारायणायेति समर्पयामि ॥**

કાયાથી, વાણીથી, મનથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, ચિત્તથી, અહંકારથી કિંવા પ્રકૃતિના સ્વભાવથી જે જે કંઇ કરૂં છું, તે સર્વ હે પરબ્રહ્મ નારાયણ! આપના ચરણકમળમાં સમર્પણ કરૂં છું.



# श्री मंगलाचरण

ॐकारं बिंदुसंयुक्तं नित्यं ध्यायंति योगिनः ।
कामदं मोक्षदं चैव ॐकाराय नमो नमः ॥१॥

બિંદુસહિત ૐકાર (જે પરબ્રહ્મ પરમાત્માનું સર્વથી ટુંકું અને સર્વોપરિ નામ છે) જેનું યોગી પુરુષો નિત્ય ધ્યાન કરે છે અને જે કામ તથા મોક્ષના દાતા છે;તે પરબ્રહ્મ ૐકારને વારંવાર નમસ્કાર કરૂ છું.૧

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम् ।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥ २ ॥

અનંત બ્રહ્માંડના નાથ શ્રીમન્નારાયણને, વીરનરોમાં ઉત્તમ એવા શ્રીકૃષ્ણ ભગવાનને તથા સન્માર્ગપ્રેરક દેવી સરસ્વતીને નમસ્કાર કરીને ગ્રંથનો આરંભ કરવો. ૨

सर्वदा सर्व कार्येषु नास्ति तेषाममंगलम् ।
येषां हृदिस्थो भगवान् मंगलायतनो हरिः ॥३॥

સર્વ મંગળોના ભંડાર (અને ઉદાર દાતા) એવા ભગવાન શ્રીહરિ, જે કોઇ મનુષ્યના હૃદયમાં (દર્શન, સ્મરણ કે કથા–કીર્તનાદિ દ્વારા) વિરાજમાન હોય છે; તેનું સર્વદા અને સર્વ કાર્યોમાં અમંગળ તો થતુંજ નથી–અર્થાત્ મંગળજ થાય છે.૩

व्यासाय विष्णुरूपाय व्यासरूपाय विष्णवे ।
नमो वै ब्रह्मविधये वासिष्ठाय नमो नमः ॥४॥

વ્યાસસ્વરૂપ ભગવાન વિષ્ણુને નમસ્કાર કરૂં છું અને વિષ્ણુસ્વરૂપ મહર્ષિ વ્યાસને, કે જે મહર્ષિ વસિષ્ઠના કુળમાં ઉત્પન્ન થયા હતા અને જેમણે વેદના વિભાગ કર્યા હતા, તેમને વારંવાર નમસ્કાર કરૂં છું.૪

अचतुर्वदनो ब्रह्मा द्विबाहुरपरो हरिः ।
अभाललोचनः शंभुर्भगवान् बादरायणः ॥५॥

એ ભગવાન બાદરાયણ (વ્યાસમુનિ) ચાર મુખવાળા નથી તોપણ સાક્ષાત બીજા બ્રહ્મા છે; બે હાથવાળા છતાં સાક્ષાત બીજા શ્રીહરિ છે અને કપાળે ત્રીજું નેત્ર નથી તોપણ સાક્ષાત બીજા શંકર છે.૫

# श्री ज्ञानेश्वर महाराज



માત્ર પંદર વર્ષની વયમાં જ્ઞાનેશ્વરી જેવો અસામાન્ય ગ્રંથ
રચનાર મહાન જ્ઞાનવૃદ્ધ અને ચારિત્રવૃદ્ધ ભગવાન
જ્ઞાનદેવને અનેકાનેક પ્રણામ હો

# નિવેદન

વેદ, ઉપનિષદ્ અને શાસ્ત્રોના લક્ષ્યભૂત બ્રહ્મવિદ્યાને પોતાની વાણી અને કરુણાથી ઉપદેશનાર મહાયોગેશ્વર શ્રીકૃષ્ણ ભગવાનને, તથા એ ભવદુઃખહારિણી પરમપદદાયિની યોગકળાને ગીતારૂપે ગાઇ મહાભારતમા ગુંથી જનાર મહર્ષિ વ્યાસ ભગવાનને મનોમય પૂજન-વંદન કરીને આ ગ્રંથના પ્રકાશન ઇત્યાદિ વિષે જણાવવાનું કે—

ભારતવર્ષમાં વેદ, ઉપનિષદ, દર્શનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, રામાયણ, મહાભારત અને ગીતા જેવી ધર્મકર્મના શિક્ષણથી ભરપૂર દેવદુર્લભ સામગ્રી હયાત હતા તેના પ્રત્યે જનસમાજનું લક્ષ્ય ઘટતું ચાલ્યું, એટલે ધર્મઠગોને તક મળવા માડી. તેમણે ધર્મને નામે પોતાના લોભ-લાલચ અને નીતિરીતિને પુરાણ અને યજ્ઞાદિમાં ઋષિમુનિઓના નામે એટલા ઘુસાડી દીધાં કે ધર્મને નામે અધર્મ અને દૈવી સંપત્તિને નામે આસુરી સંપત્તિનો પ્રચાર વધ્યો. આવું થવાથી ધર્મસંસ્થાપનાર્થે પરમાત્મદેવની મહાન વિભૂતિરૂપ ભગવાન બુદ્ધદેવ પ્રકટ થયા. તેમને સમ્રાટ્પદની અને બીજી સર્વ પ્રકારની લૌકિક સત્તાસામગ્રી સારીપેઠે પ્રાપ્ત હતી; પરંતુ પૂર્વપુણ્યયોગે તેમણે તેને સવેળાથીજ અસત્-જડ અને દુઃખરૂપે સમજી લઇને એકદમ ત્યજી દીધી. પછી સાધના પણ એવી સાધી કે જેના પરિણામે મહર્ષિઓને પ્રાપ્ત થયેલા સનાતન સત્યો તેમને પણ યથાવત્ જણાઇ રહ્યાં; અને સચ્ચિદાનંદમય પરમપદનો સાક્ષાત્કાર પામી કૃતકૃત્ય થયા આ પ્રમાણે થયા પછી આવી પરમ પુનિત વિરલ વિભૂતિનું વિશુદ્ધ અંતર જનસમાજમા ધર્મને નામે પ્રવર્તેલો અધર્મ જોઇને કકળી ઉઠે, અને પ્રાણના ભોગે પણ ટાળવા મથે એ સ્વાભાવિક છે. સનાતન નિત્ય સત્યો ઉપર અધર્મરૂપી કચરોપુંજો ખડકીને તેનેજ ધર્મઠગોએ ધર્મનું મુખ્ય અંગ બનાવી દીધો હતો, તે ભગવાન બુદ્ધદેવના અલૌકિક જ્ઞાનચારિત્રના પ્રભાવથી દૂર થઇ ગયો; અને પુનઃ તેના તેજ મોક્ષદાયક સનાતન સત્યોના પાયા ઉપર દૈવી સંપત્તિને અને આન્તરિક સાધનાને દેશકાળાનુસાર નામનિશાન અને ભાષા વગેરેનાં વસ્ત્રાભૂષણ સજાવીને તેની પુનઃ સંસ્થાપના કરી.

બનતુ આવ્યું છે તેમ એ સમયે પણ વખત વતી જઇને ધર્મઠગો બૌદ્ધધર્મના અનુયાયી બન્યા; અને પછી ધીમે ધીમે એ ધર્મને નામે પણ પોતાની લોલુપતા સધાય એવા વહેમો અને ક્રિયાઓ ઘુસાડવા માડી. આ પ્રમાણે જ્યારે

બૌદ્ધધર્મના નામે પણ અધર્મે-વામમાર્ગે-સ્વાર્થસાધુ ધર્મઠગોએ-કચરાપુંજાએ-કાબુ જમાવ્યો; ત્યારે સાક્ષાત્ શંકરસમાન ભગવાન શંકરાચાર્ય પ્રકટ થયા. તેમણે પુનઃ તેજ વેદશાસ્ત્રાદિદ્વારા ઉપદેશાયલા સનાતન સત્યોના પાયા ઉપર દૈવી સંપત્તિને-દિવ્ય જ્ઞાનચારિત્રને-પ્રેરનારો અને પરમ મોક્ષપ્રદાયક સનાતન ધર્મ સ્થાપિત કર્યો; અને બૌદ્ધધર્મને નામે ચલાવાયલા અધર્માઓનાં ધતીંગ નામનિશાનસહિત ઉખાડી નાખ્યાં. આથી બૌદ્ધધર્મનો પીતવસ્ત્રધારી ભેખ ભારતવર્ષમાથી નીકળી જઇ ભગવાંધારી દશનામી ભેખ ચાલુ થયો. વળી સનાતન ધર્મના સર્વોપરિ અંગરૂપ તથા વેદોના શિખરરૂપ જે અલૌકિક ઉપનિષદો, તેના આધારે રચાયલા દર્શનશાસ્ત્રો, તથા એ વેદશાસ્ત્રોના હૃદયભૂત અથવા સારાંશરૂપ જે ભગવતી ભગવદ્‌ગીતા, એના ઉપર ભગવાન શંકરાચાર્યે સરળ ભાષ્યો રચીને તેને વિશેષ સુગમ અને પ્રચલિત કર્યાં.

અત્યારે પણ એ ઉપનિષદો, બ્રહ્મસૂત્રો અને ભગવદ્‌ગીતા વેદાન્તનાં અથવા બ્રહ્મવિદ્યાનાં પ્રસ્થાન (મુખ્યસ્થાન-શ્રેષ્ઠ સ્થાન) તરીકે ગણાતા હોઇ વિદ્વાનોમાં પ્રસિદ્ધ છે. એમાં પણ ભગવદ્‌ગીતા તો તેની સરળતા, છટા અને સુંદર વ્યવસ્થાને લીધે; તથા મહાભારતમાંના કટોકટીના પ્રસંગ સાથે એનો સંબંધ હોવાને લીધે; અને ભગવાન શ્રીકૃષ્ણ જેવા મહાયોગેશ્વર તથા અર્જુન જેવા મહાવીરના દિવ્ય સંવાદરૂપ હોવાને લીધે ભારતવર્ષમાં એનો પ્રચાર વધારે થયો છે.

આ પ્રમાણે ભગવાન શંકરાચાર્યે અનેક મહાન ઉપકારો ઉપરાંત આ ગીતારૂપી અપૂર્વ રત્નને મહાભારતમાથી શોધી કાઢીને તથા વિશેષ સુગમ અને પ્રચલિત કરીને જે મહદ્ ઉપકાર કર્યો છે તે પણ વર્ણવ્યો જાય તેમ નથી. કાળે કરીને આ સંપ્રદાયને ઓથે પણ વિલક્ષણ માનવીઓએ વેદાન્તનો દુરૂપયોગ કરવા માડયો હશે તેથી, અથવા એવાં બીજાં કારણોથી કેટલાક સમર્થ આચાર્યોએ જૂદા પડીને ઉપરોક્ત પ્રસ્થાનો ઉપર બીજાં ભાષ્યો રચ્યા, અને બીજા પણ સંપ્રદાય અને ભેખ નીકળ્યા.

આ પ્રમાણે ગીતા ઉપર જૂદા જૂદા ભાષ્યો થવા ઉપરાત ટીકા-ટિપ્પણ વગેરે પણ એટલા બધા રચાયાં છે કે, એ બધું કોઇ વાચવા માગે તો દેહાન્તસુધી પણ પાર આવે નહિ.

આ પ્રમાણે માત્ર હિંદુજાતિમા કે ભારતવર્ષમાંજ નહિ પણ અન્ય જાતિઓમા અને અન્ય દેશોમાં પણ ગીતાનું અસામાન્ય મહત્ત્વ સમજી શકનારા અને તે તે દેશની ભાષામાં ઉતારનારા તથા તેનો નિત્યપ્રતિ પાઠ કરવામા અહોભાગ્ય સમજનારા અનેક દિવ્યાત્માઓ થઇ ગયા છે. ભગવતી ભગવદ્‌ગીતાનુ આ દૃષ્ટિથી પણ અસામાન્ય મહત્ત્વ દર્શાવીને તેની જયતિઓ જગાવવાની ખાસ ભલામણ કરનારો એક અસરકારક લેખ જોવામાં આવતા તેનો ભાવાર્થ આ પછી "**ગીતાજયંતિનો દિવસ**" એવા મથાળા નીચે અપાયો છે.

હિંદુસ્થાનમાં સંસ્કૃતનો પ્રચાર ઘટીને પ્રાકૃત ભાષાઓનો પ્રચાર વધ્યો, ત્યારે ગીતાજ્ઞાનને પ્રાકૃત ભાષામાં ઉતારનારા પણ સેંકડો મહાત્માઓ અને વિદ્વાનો થઇ ગયા છે; પરંતુ તેઓ પૈકી ભગવાન જ્ઞાનેશ્વરે તો માત્ર પંદર વર્ષની-

જ વયમા આ "જ્ઞાનેશ્વરી" ગ્રંથ એ સમયની મરાઠી ભાષામાં કાવ્યરૂપે રચ્યો ! એ ભાષાના આદ્યકવિ પણ તેઓજ હતા. આ ગ્રંથમાં ગીતાજ્ઞાન તેમણે એવા સર્વસુગમ પ્રકારથી, વિસ્તારથી અને સાધનસંપત્તિના વર્ણનસહિત એવું સાંગોપાગ સમજાવ્યું કે એનો પણ જોટો જગતભરમાં મળવો દુર્લભ છે.

એ 'જ્ઞાનેશ્વરી'ની મહત્તાવિષે આ પછીના ઉપોદ્‌ઘાતમાં તેમજ શ્રીજ્ઞાનેશ્વર મહારાજના ચરિત્રમા સારી રીતે વિવેચન આવ્યું છે; એટલે અહીં એટલુંજ જણાવવાનું કે, જે ભાષામાં આ પદ્યબંધ મૂળગ્રંથ છસો વર્ષપર રચાયો, તે મહારાષ્ટ્રના સમગ્ર સાહિત્યમાં અદ્યાપિપર્યંત સર્વોપરિ ગણાતો આવ્યો છે. ભગવાન જ્ઞાનેશ્વરના સમકાલીન શ્રીવામદેવ, તેમના પછી મહારાષ્ટ્રમાં થઇ ગયેલા તુકારામ, એકનાથ, રામદાસ અને વિષ્ણુબાવા જેવા સમર્થ મહાત્માઓએ તથા અન્ય અનેકાનેક કવિઓ અને વિદ્વાનોએ આ ગ્રંથનો અત્યંત ભાવપૂર્વક આદર કર્યો છે. આ પ્રમાણે મહારાષ્ટ્રીય ગ્રંથોના ઇતિહાસમા જેમ જ્ઞાનેશ્વરી ગ્રંથ સર્વથી પહેલો છે; તેમ યોગ્યતામા પણ સર્વોપરિ ગણાય છે. ધર્મગ્રથતરીકે, કાવ્યગ્રંથતરીકે કે વ્યવહારનીતિના ગ્રંથતરીકે પણ જ્ઞાનેશ્વરીના સિંહાસનને–સર્વોપરિ પદને–ડોલાવે એવો એક પણ ગ્રંથ હજીસુધી એ ભાષામા રચાયો નથી. જૂદા જૂદા દર્શનશાસ્ત્રો, વિવિધ કળાઓ અને ભિન્ન ભિન્ન ધંધાઓ ઉપરાત બીજી પણ અનેકવિધ બાબતો, પ્રાણીઓ, વસ્તુઓ, બનાવો, પ્રસંગો તેમજ જ્યોતિપશાસ્ત્ર અને પાકશાસ્ત્ર ઇત્યાદિ વિષે એમા જે હકીકતો આવે છે; તે ઉપરથી પણ હરકોઇને જણાય તેમ છે કે, જ્ઞાનેશ્વર મહારાજ તો અનેકવિધ જ્ઞાન–વિજ્ઞાનના ઈશ્વરજ હતા.

વળી ભગવાન શ્રીકૃષ્ણ, મહાવીર અર્જુન, રાજા ધૃતરાષ્ટ્ર અને સંજયના સ્વભાવનાં જેવાં આબેહુબ ચિત્ર શ્રીજ્ઞાનેશ્વર મહારાજે આપ્યા છે; તેવાં ગીતા ઉપરની બીજી કોઇ પણ ટીકામાં મળી આવશે નહિ. ભાષાગૌરવ, પદલાલિત્ય, ઉપમાચાતુર્ય, ઉપરાઉપરિ બધબેસતા દૃષ્ટાતો, અસાધારણ વ્યવહારજ્ઞાન, અતુલ્ય ગુરુભક્તિ, સર્વપ્રત્યે નમ્રભાવ, અદ્‌ભુત પ્રભુપ્રેમ, સરલ અને અસરકારક રીતે ઉચ્ચ સિદ્ધાતો સમજાવવાની ખુબી ઇત્યાદિ અનેક બાબતોમા આ ગ્રંથ જે વિશેપતા ધરાવે છે; તે અન્યત્ર મળવી દુર્લભ છે.

ભગવાન જ્ઞાનેશ્વર, તેમના પછી થઇ ગયેલા એકનાથ અને તુકારામ આદિ ધુરંધર આચાર્યોના તેમજ સર્વ મહારાષ્ટ્રવાસીઓના મહાન ધર્માચાર્ય મનાયા છે. મહારાષ્ટ્ર દેશ અને મહારાષ્ટ્રીય ભાષાપર તેમણે કરેલા ઉપકારો મહાન્ છે. તેમની હયાતીમા તો તેમના સેવાસમાગમથી અનેકાનેક માનવો કૃતાર્થ થયા હશે; પરંતુ તેમના પછી પણ સંસારતાપથી પરિતપ્ત થયેલા પુષ્કળ માનવો તેમના ઉત્તમ ગ્રંથોના સદુપયોગથી તથા તેમના સાચા અનુયાયી સંત ભક્તોના પ્રતાપથી સુખશાતિ અને કલ્યાણનો માર્ગ પામ્યા છે અને પામશે.

જ્ઞાનેશ્વરીના મૂળ ગ્રંથની મુબઇ, પૂના ઇ૦ સ્થળોમાં જૂદે જૂદે હાથે અનેક આવૃત્તિઓ નીકળી છે; તથા મૂળ ઓવી અને મરાઠી ગદ્યાત્મક ભાષાંતર સાથે તેના બે પુસ્તક નીકળેલાં છે. એમાં એકના અનુવાદક શ્રીયુત કૃષ્ણાજી નારાયણ

આટલ્યે ટેંભુકર તથા 'કેરલ કોકિલ' ના સંપાદક એ બે હોઇને પ્રકાશક શ્રીયુત ત્રિંબક જનાર્દન ગુર્જર છે. બીજા ગ્રંથના અનુવાદક અને પ્રકાશક પુણાનિવાસી શ્રીમાન વિનાયક નારાયણ જોષી સાખરે છે. ઉપલા બન્ને ગ્રંથો મહારાષ્ટ્રીય પ્રજામા સારો આદર પામ્યા છે.

આવા અતિ ઉપકારક જ્ઞાનેશ્વરી ગ્રંથનો લાભ ગુજરાતી જિજ્ઞાસુઓ સહેલાઇથી લઈ શકે એટલા માટે આ સંસ્થા તરફથી તેનો ગુર્જર અનુવાદ ડભોલી-નિવાસી સ્વર્ગસ્થ શ્રીરત્નસિંહ દીપસિંહ પરમાર પાસે તૈયાર કરાવ્યો હતો; અને તે પહેલી આવૃત્તિરૂપે સં ૧૯૬૮ મા (રૂ. ૧-૧૦-૦ થી અને આ ચોથી આવૃત્તિમાં છે તેવા કાગળ સાથે રૂા. ૨ થી) પ્રસિદ્ધ થયો હતો. એમા ઓવીઓનો અનુવાદ શ્રી. સાખરે મહારાજના અનુવાદને આધારે તેમજ ટિપ્પણો મુખ્યત્વે શ્રીયુત ટેંભુકરવાળા ગ્રંથ ઉપરથી અપાયાં હતાં.

એ પહેલી આવૃત્તિ પછી પણ તેની એટલી બધી માગણી રહી કે અન્યત્ર ચાર પાચ રૂપિયે નીકળેલી પ્રતો પણ ઉપડી ગઈ અને છેવટે બજારમાં આ ગ્રંથ રૂ. ૨૦ સુધીની કિંમતે વેચાયો! આ જોતાં એની બીજી આવૃત્તિ સત્વર નીકળવી જોઇતી હતી. પરંતુ દરેક પુસ્તક જોઈ તપાસીને તેમાં ઠીકઠાક કરવા જેવું જણાય તો તે કર્યા-કરાવ્યા પૃછીજ છપાવવું, એવું ધોરણ ચાલુ કરાયું હતું; તથા પાછળથી નીકળેલુ શ્રીયુત રઘુનાથ માધવ ભગાડે બી. એ. ના હાથનું હિંદી ભાષાતર ઠીક જણાવાથી તેની પણ સહાયતાપૂર્વક નવી આવૃત્તિ યોજવાનું ઠર્યું હતું તેથી એ કાર્ય ઢીલમાં પડયું હતુ.

એ પછી શ્રીયુત ગોવર્ધનદાસ કહાનદાસ અમીન પાસે ઉપરોક્ત હિંદી જ્ઞાનેશ્વરીનો અનુવાદ તૈયાર કરાવાયો અને તેનો તથા અત્ર તરફથી આગળ છપાયલા અનુવાદનો ઉપયોગ કરીને તથા એ અનુવાદોમા કોઇ કોઇ સ્થળે ન્યૂનતા જણાઇ તે દૂર કરવા માટે, જેના ઉપરથી તે ભાષાતર તૈયાર થયેલા તે હિંદી તથા મરાઠી ગ્રંથોનો પુનઃ પણ ઉપયોગ કરીને બીજી આવૃત્તિ યોજાઇ હતી. આમ છતા અનુવાદકોતરીકે ત્રણ નહિ પણ ઉપરોક્ત બેજ સજ્જનોના નામ (બીજી આવૃત્તિથી) અપાતા રહે છે.

આ પ્રમાણે આ અનુવાદ યોજવામાં ઉપરોક્ત બે મરાઠી તથા ત્રીજા હિંદી ભાષાન્તરનો ઉપયોગ કરાયલો હોવાથી આ સ્થળે એ ત્રણે ગ્રંથોના અનુવાદક તથા પ્રકાશક મહાશયોનો હૃદયપૂર્વક આભાર માનવામાં આવે છે. વળી એકસાથે ચાર પુસ્તકોના ઉપયોગપૂર્વક આ અનુવાદ યોજવામા સ્વામી કૃષ્ણાનંદપુરીએ નિષ્કામભાવે જે સહાય કરી છે, તેને માટે એ બંધુ પણ ધન્યવાદને પાત્ર છે.

ભગવાન જ્ઞાનેશ્વરનું ચરિત્ર અનેક ભક્તો અને કવિઓએ મહારાષ્ટ્રીય ભાષામાં વર્ણવીને અનેક પ્રકારે તેમના ગુણાનુવાદ ગાયા છે. એ પદ્યાત્મક ચરિત્રો ઉપરથી રચાયલા બે મરાઠી પુસ્તકો ઠીક જણાયા. એમા એકના લેખક શ્રીયુત બળવંત ખંડોજી પારખ અને પ્રકાશક નિર્ણયસાગર પ્રેસના માલિક હતા; અને બીજા પુસ્તકના લેખક તથા પ્રકાશક પુણાનિવાસી શ્રીમાન લક્ષ્મણ રામચંદ્ર પાંગારકર બી. એ. હતા. આ ગ્રંથ સાથે જોડાયલુ

શ્રીજ્ઞાનેશ્વર મહારાજનું ચરિત્ર ઉપલાં બંને પુસ્તકો ઉપરથી યોજાયેલું હોવાથી તેના ઉપરોક્ત લેખક–પ્રકાશક સજ્જનોનો આભાર માનીએ છીએ.

મૂળ સાથે સરખાવીને વાંચવા ઇચ્છનારને મદદ મળવા માટે પહેલી આવૃત્તિમાં જે દરેક ઓવીના અંક અપાયા હતા; તેનો ઉપયોગ હજારમાં કોઇ-કનેજ હોય એમ લાગવાથી બીજી આવૃત્તિથી દરેક શ્લોકની ટીકા પૂરી થાય ત્યાંજ ઓવીનો અંક અપાય છે.

મનુષ્યોને જ્ઞાનની સાથે ગમ્મત મળે, એવા ઉદ્દેશથી જ્ઞાનેશ્વર મહારાજે તથા તેમના કનિષ્ઠ બંધુ સોપાનદેવે યોજેલી 'જ્ઞાનપટ' અને 'સોપાનપટ'વાળી રમતો આગલી આવૃત્તિઓ સાથે અપાયલી; તેના કરતાં આ આવૃત્તિ વખતે મોટા કાગળપર છપાઇ છે અને શિલક હશે ત્યાંસુધી તેની એકેક પ્રત જ્ઞાને-શ્વરી સાથે અપાતી રહેશે.× આ રમતોવિષે વધુ વિવેચન આ આવૃત્તિમાં પૃષ્ઠ ૮૩,૮૪ મા જણાશે.

આ ગ્રંથની બીજી આવૃત્તિ સં. ૧૯૭૯ ના જ્યેષ્ઠ–આષાઢમા મોઘા-રતને લીધે રૂ. ૩)થી નીકળી હતી. થોડાજ માસમા તે ખપી જતાં ત્રીજી આવૃત્તિ સં. ૧૯૮૦ ના આષાઢ–શ્રાવણમા રાાા થી નીકળી હતી; અને ત્યાર પછી સાડાચાર વર્ષે આ ચોથી આવૃત્તિ નીકળે છે.

૧૯૮૦ કરતાં પ્રેસાદિ ખર્ચ જૂજ ઘટવા બદલ આ ચોથી આવૃત્તિનું મૂલ્ય (અત્યાર સુધી ચાલતા આવેલા સર્વ પ્રકારનો વહિવટી ખર્ચ ચઢાવવાના ધોરણે) રાા છપાયું હોત. છતા તે રૂ. ૨) (રેશમી પૂંઠા સાથે ૨।) છપાયુ છે; તથા કેટલાક માસસુધી એમાં પણ ચાર આના કમી રખાયા છે; તેનુ કારણ બહારની આર્થિક સહાય નથી.

"પારિભાષિક શબ્દોની સમજૂત" આમાં ત્રીજી આવૃત્તિથી ઉમેરાઇ હતી. ગીતામાહાત્મ્ય પછી તેની પૂરવણીતરીકે ૪૫ શ્લોક આ ચોથી આવૃત્તિ-મા ઉમેરાયા છે. ગીતામાહાત્મ્ય ઉપલક દૃષ્ટિથી અત્યુક્તિભરેલું ભાસે ખરૂં; પરંતુ ઉંડી દૃષ્ટિએ જોનારને એવું નહિ ભાસે. દાખલાતરીકે એક મજુરને રોજનો રૂપીઓ મળતો તે ખાનપાન પાછળ ઉડાવી દેતો. એ જોઇને તેના એક પૈસાદાર પડોશીને કોઇએ ટાણો માર્યો કે, તમારા જેવા પૈસાદાર કરતા તો આ નિર્ધન મજુર ખાયેપીયે સુખી કહેવાય. શેઠે કહ્યું કે, એ હજી આરોગ્યમા સમજતો નથી અને "નવાણુંનો ધકકો" પણ એને લાગ્યો નથી. પછી એ વાતની ખાત્રી કરી આપવા માટે એ શેઠે તે મજુરના ઘરમાં નવાણું રૂપીઆની થેલી ગુપચૂપ નખાવી દીધી. થેલી હાથમા આવતા મજુર ધણીધણીયાણીને સોમા માત્ર એકજ ઓછો જણાવાથી તેમણે ચાર દિવસ ખાવામા કસર કરીને સો પૂરા કર્યા. પણ એથી એક તો તેમને કરકસરની ટેવ બંધાઇ; બીજું અજીર્ણ, સુસ્તી ને ઓડકાર પણ ટળ્યા, અને ઇસ્પિતાલ તથા પાયખાનાના પણ આંટાફેરા મટયા. આમ સાદા

---

× એ બને રમતોના જોડખાતું છૂટક મૂલ્ય ૦–૧–૦, પાચ પ્રતનો ૦।, ૨૫ નો રૂ. ૧) અને સો પ્રતના ૩ ૩। છે.

# ગીતાજયંતિનો દિવસ

ખરેખર, ગીતાના જેવો દિવ્યસંદેશવાહક ગ્રંથ આજસુધી બીજો નથીજ રચાયો. ગીતાના સંબંધમાં માનવજાતિએ એટલી બધી આલોચના-પ્રત્યાલોચના કરી છે કે તેટલી આજસુધી બીજા કોઇ પણ ગ્રંથના સંબંધમાં થઇ નથી અને થવાનો સંભવ પણ નથી. ગીતાના કેવળ અંતરંગ રૂપ ઉપરજ એટલુ બધું લખાયુ છે કે, જો તે બધાનો સંગ્રહ કરવામાં આવે તો મહાભારત જેવડા તો કેટલાય ગ્રંથો તૈયાર થાય.

ગીતાના **કાવ્યમાધુર્ય** ઉપર કવિ મુગ્ધ છે; ગીતાના **સાર્વભૌમ નીતિ-શાસ્ત્ર** ઉપર નીતિજ્ઞ ગળગળો થઇ જાય છે; તેના નિષ્કામ કર્મયોગ ઉપર કર્મયોગી આફરીન છે અને તેની **વીરત્વભરી વાણી** ઉપર દૃઢપ્રતિજ્ઞ માનવ આસક્ત થાય છે. કોઇ ગીતાને **જ્ઞાનનો સાગર** કહે છે, તો કોઇ તેને **ઉપ-નિષદોનું હૃદય** કહે છે; અને કોઈ **કર્મયોગશાસ્ત્ર** કહે છે, તો કોઇ **ભક્તિસૂત્ર** કહે છે. વાસ્તવમા ગીતા એ નટવર **શ્રીકૃષ્ણચંદ્રની ઝોળી** અને સ્વર્ગનું **કલ્પ-વૃક્ષ** છે, કે જેનાવડે માનવી જે કંઇ જોઇએ તે પ્રાપ્ત કરી શકે તેમ છે. જો એમ ન હોત તો ગીતામાથી લોકોની ભિન્ન ભિન્ન રુચિ અનુસાર કર્મયોગ, ભક્તિયોગ, જ્ઞાનયોગ, પ્રવૃત્તિ, નિવૃત્તિ વગેરે ચિત્રવિચિત્ર ફળો કયાથી નીકળી શકત?

એક દિવસે રોમન જાતિનું નામ સાભળતાજ યૂરોપની જાતિઓ ભીંજા-યલી બિલ્લીની પેઠે ધ્રુજતી હતી; એક સમયે એમીલોનિયનોના ડરથી યૂરોપીયનો થરથર કંપતા હતા; એક જમાનામાં યૂરોપ, એશિયા અને આફ્રિકામા ઇજી-પ્શિયનોનો દમામ ચાલતો હતો અને એક કાળમા ગ્રીકોની ધાક સમસ્ત યૂરોપ-મા ફેલાઈ ગઇ હતી. પરંતુ એ જોરાવર જાતિઓ પણ કાળરૂપી સમુદ્રમા કયાંની કયાંય વિલીન થઇ ગઇ; અને હિંદુજાતિ, કે જે કાસ્પિયન, ઝીલ, બલ્ક, હિરાત અને ત્રિવિષ્ટપ( તિબેટ )માંની જાતિઓ કરતાં પણ ઘણા કાળ પહેલાં ધર્મક્ષેત્ર-કુરુક્ષેત્રમા, સુરસ શ્રુતિમંત્રોની લહરિમા અવગાહન કરતી હતી તે આજ-પર્યંત ટકી રહી! આનું કારણ શું? અમારા અભિપ્રાય પ્રમાણે તેનું જબ્બરદસ્ત કારણ તેનું ઉદાત્ત સાહિત્ય છે. વળી આ વાત પણ સત્ય છે કે, એ સાહિત્યનું મંથન કરીને યોગેશ્વર કૃષ્ણચંદ્રે ગીતામા તેનું હૃદય એવી સુંદર રીતે ગોઠવી દીધું છે, કે જેથી કરીને સંસારમા આર્ય-હિંદુજાતિની પ્રતિષ્ઠા અને મહિમા-નો પ્રચાર કરનાર ગીતા જેવો બીજો કોઇ પણ ગ્રંથ નથી.

આજે હિંદુજાતિ ગુલામ છે, દરિદ્ર છે અને છિન્નભિન્ન છે. ધૂર્ત જાતિઓ તેને "કપિલા ગાય" માને છે; પરંતુ જયારે એ કપિલા ગાય (હિંદુજાતિ) ગીતાની અભય વાણી તરફ કાન માંડે છે, ત્યારે તેઓ તેને ભૂખ્યા વાઘ જેવી માને છે અને તેમના ગાત્ર ઢીલાઢબ થઈ જાય છે! જયારે વિદેશી જાતિઓ જુએ છે કે, ફૈઝીએ ફારસીમા, અબુ સુલેહે અરબીમા, સ્લેગને લેટિનમા, ડિમિટ્રિયસે ગ્રીકમા, બનુ કે

ફ્રેંચમાં, લોરિંજરે જર્મનમાં, સ્તાનિસલસ ગેટીએ ઇટાલીમા અને ટૉમ્સન, આર્નોલ્ડ, ડેવિસ તથા ચાર્લ્સ વિલ્કિન્સને અંગ્રેજી ભાષામાં ગીતાના અનુવાદ કરીને ઘણી ખરી નીતિશૂન્ય જાતિઓમાં સદાચારશાસ્ત્રનો પ્રકાશ ફેલાવવાનો પ્રયત્ન કર્યો છે; ત્યારે એ પ્રજાઓ શરમની મારી મસ્તક નમાવે છે અને હિંદુ-જાતિને આદિગુરુ, આદિસભ્ય, આદિવીર, આદિનીતિજ્ઞ અને આદિશાસક માને છે. પછી ભલેને એ માન્યતા પેટમા સતાડી રાખીને તેઓ સ્વાર્થસાધનાને ખાતર મિસ મેયો જેવી સ્ત્રીઓને માયાજાળ ફેલાવવામા છૂટે હાથે મદદ કરે! ચાર્લ્સ વિલ્કિન્સને ગીતાનો જે અનુવાદ કર્યો છે, તેની ભૂમિકા વૉરન હેસ્ટિંગ્સ સાહેબે લખી છે. એ ભૂમિકામાં તેમણે મુક્તકંઠે સ્વીકાર્યું છે કે **"કોઇ પણ જાતિને ઉન્નતિના શિખરે ચઢાવવામાં ગીતાનો ઉપદેશ અદ્વિતીય છે."** અમેરિકાનો સર્વશ્રેષ્ઠ સાહિત્યકાર એમર્સન તો ગીતાના પુસ્તકને પોતાની દૃષ્ટિ સમક્ષજ રાખતો હતો. કેમકે ગીતાને તે સમગ્ર વિશ્વના સાહિત્યમાનો સર્વોત્તમ ગ્રથ, માનવના ચિંતનની સર્વશ્રેષ્ઠ સામગ્રી તથા અનુભવની સૌથી મહાન સપત્તિ માનતો હતો. જ્યારે તે ગીતાના **"सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि।"** એ શ્લોકને વાચતો, ત્યારે તેનુ આખું શરીર પુલકિત થઈ જતું, તેનું હૃદય નાચી ઉઠતુ અને તે કલાકોના કલાકો સુધી આનદાશ્રુ વહાવતો! તે પોતાના ગીતા-પુસ્તકને ઇષ્ટદેવની મૂર્તિસમાન ગણતો અને તે પુસ્તક હજીસુધી ન્યુયૉર્કની એક લાઇબ્રેરીમાં સુરક્ષિત છે. ચીની ભાષામા ગીતાનો અનુવાદ કરનાર ચીનો માણસ તો શ્રીકૃષ્ણના જ્ઞાન ઉપર એટલો બધો મુગ્ધ હતો કે તે દરરોજ ત્રણ-ચાર વાર પ્રેમ-રુદન કરતો હતો! ચીનાઓએ પણ તેનુંજ નામ "ક્રિષનજી" (કૃષ્ણજી) પાડ્યું હતુ! હજી પણ ત્યા તે એજ નામથી ઓળખાય છે અને તેનુ અસલ નામ લુપ્ત થઈ ગયુ છે! બાલી અને જાવા બેટની "કવિ-ભાષા"મા ગીતાના કેટલાયે ગદ્ય-પદ્ય અનુવાદ છે અને ફિલ્મોમા ગીતાના બધા દૃશ્યો દેખાડવામા આવે છે. આ વિશાળ ભારતમાં તો વેદો કરતા પણ ગીતાની પ્રતિષ્ઠા વધારે છે.

આપણે ત્યાની તો વાતજ જૂદી છે. અહી તો જેણે ગીતા ઉપર કંઇ પણ લખ્યું ન હોય તે સમર્થ આચાર્યજ ગણાતો નથી. કેમકે તેમનો કોઈ પણ મત કે સિદ્ધાત એવો હોતો નથી, કે જેનું તેમણે ગીતાથી સમર્થન ના કર્યું હોય. એજ કારણથી અદ્વૈતવાદી શંકરાચાર્ય, વિશિષ્ટાદ્વૈતવાદી રામાનુજાચાર્ય, વિશુદ્ધાદ્વૈતવાદી વલ્લભાચાર્ય, દ્વૈતવાદી મધ્વાચાર્ય અને દ્વૈતાદ્વૈતવાદી નિમ્બાર્કાચાર્ય વગેરેએ અને તેમના અનુયાયીઓએ ગીતા ઉપર એટલા ભાષ્યો, વ્યાખ્યાઓ, વૃત્તિઓ, વિવૃત્તિઓ, ટીકાઓ, ટિપ્પણીઓ, આલોચનો, રહસ્યો અને વિવરણો સંસ્કૃતમા લખ્યા છે કે એ બધું જો કોઇ વાચવા માગે, તો તે પાછળ કોઇપણ માણસને બે-ચાર જન્મ તો લેવાજ પડે! આ સાંપ્રદાયિક વિવેચનો ઉપરાત ગીતા ઉપર સેકડો સ્વતંત્ર વ્યાખ્યાગ્રંથો પણ સંસ્કૃતમા લખાયા છે. ભારતીય પ્રાકૃત ભાષાઓમાં પણ શ્લોકાનુવાદ, ભાવાનુવાદ, છાયાનુવાદ, આલોચન, અતરંગ વિવરણ અને બહિરંગ સમાલોચનાના

અગણિત ગ્રંથો નીકળ્યા છે. એમા લોકમાન્ય તિલક, હીરેન્દ્રનાથ દત્ત અને અરવિંદ ઘોષના ગ્રંથો સર્વોત્કૃષ્ટ ગણાય છે. તુલસીકૃત રામાયણસિવાય ભારતવર્ષમાં કોઇ પણ ભાષામાં એવો કોઇપણ ગ્રંથ નથી કે જેનો ગીતાના જેટલો પ્રચાર હોય. પ્રત્યેક ધર્મપ્રેમી હિંદુ તેનો નિત્ય-પાઠ કરે છે. મરણ વખતે પણ ગીતોપદેશ સંભળાવવાની અત્યંત પ્રાચીન પરિપાટી આપણે ત્યાં છે. વધારે તો શું, ભારતના જડ-ચેતન-માત્રમાં ગીતાઉપદેશના સંસ્કારો ભર્યા પડ્યા છે. અલબત્ત તે અવ્યક્ત છે, વ્યક્ત નથી; સુપ્ત ( સૂઇ રહેલા ) છે, જાગ્રત નથી.

ગીતાના આ દિવ્ય કિંતુ અવ્યક્ત અને સુપ્ત ઉપદેશને વિકાસ અને જાગૃતિના નવીન સ્વાંગ સજાવવા એજ હિંદુજાતિનુ આજનું પરમ આવશ્યક કાર્ય છે. આપણે ગીતા વાંચીએ છીએ, પરંતુ તેનો સદુપયોગ કરવાનું જાણતા નથી. આપણે " निर्वैरः सर्वे भूतेषु " નો પાઠ કરીએ છીએ, પરંતુ ઘરમાજ વેર-ઝેરના દાવાનળ સળગી રહ્યા હોય છે. આપણે " युध्यस्व विगतज्वरः " નું રટણ કરીએ છીએ, પરતુ ધર્મ અને જાતિની રક્ષાર્થે રણાંગણમા કૂદી પડતાં ડરીએ છીએ ! આપણે " क्लैव्यं मा स्म गमः पार्थ " નુ પારાયણ કરીએ છીએ, પરંતુ મા-બ્હેનોની બે-આબરૂ થતી જોવા-જાણવા છતાંયે નપુંસકતા દર્શાવીએ છીએ ! આપણે " सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् " નો દમ મારીએ છીએ, પરતુ દેશની સ્વાધીનતાના સંગ્રામમા નાગી તલવારોની ધારો ઉપર નાચના કરીએ છીએ ! આપણે " क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप " ની બુલંદ ગર્જના કરીએ છીએ, પણ હીજડાઓની પેઠે બીજાઓના માર ખાયા કરીએ છીએ ! આપણે " नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः " ની બડાઇ હાકીએ છીએ; પરતુ ધર્માત્માઓના તનતોડ પરિશ્રમ છતાંયે આત્મબળના પ્રતાપથી સંસારને ચકિત કરી શકતા નથી !

ગીતાનો નિત્યપાઠ કરો, તેને સમજો અને તે પ્રમાણે આચરણ કરો. જો તમે એ પ્રમાણે કરો, જો ગીતાનો વ્યાવહારિક ઉપયોગ કરો, તો તો એનો એક શ્લોક પણ તમારી નસોમા ચેતના જગાવવાને પૂરતો છે ગીતાનો એક એક શબ્દ, એક એક અભય વાણીનો એવો નમુનો છે, કે જે અભય વાણીનો ભક્ત મહાકાળને પણ ધૂળ ભેગો કરી શકે તેમ છે; તો પછી મનુષ્યોના તે શા હિસાબ ? હકીકત આવી હોવાથી પ્રત્યેક દેશાભિમાનીએ આ અભય વાણીને પોતાના હૃદયપટ ઉપર સુવર્ણાક્ષરે લખી લેવી જોઇએ. હિંદુસંગઠનના નિશામા મસ્ત રહેનાર વ્યક્તિઓએ એવો પ્રખર પ્રયત્ન કરવો જોઇએ, કે જેથી પ્રત્યેક હિંદુગૃહમા આ અભયવાણીનુ-આ ગીતોપનિષદ્‌નુ રામનામની પેઠે રટણ થાય. જેઓ સંસ્કૃતમા ગીતા સમજી શકતા નથી, તેઓ પોતાની માતૃભાષામા વાંચે અને જેઓ માતૃભાષા પણ જાણતા નથી તેઓ બીજાઓ પાસે વંચાવીને સાંભળે. આ રીતે જે દિવસે બધા હિંદુઓ ગીતાભક્ત થઇ તેનો વ્યાવહારિક ઉપયોગ કરીને હિંદુજાતિ સમક્ષ જાગૃતિનો શંખનાદ ગજાવશે, તે દિવસે આ ભૂમંડળમા એવી કોઇ જાતિ નહિ રહે કે જે આપણી સામે આંખ પણ ઉંચી કરી શકે. જે દિવસે આપણે ધર્મરક્ષણ અને દેશાભિ-

માનને ખાતર વીરવ્યાઘ્ર અર્જુનની પેઠે ત્રિલોકવિજયી ગાંડીવનો વિજયટંકાર કરીશું, તે દિવસે આ સંસારમાં એવી તે કયી પ્રબળ શક્તિ છે કે જે ઘુંટણીએ પડીને શિર ના નમાવે? ગીતા–સિદ્ધાંતના પાયા ઉપર જે દિવસે આપણે હિંદુસંગઠન કરી લઇશું, તે દિવસે વિશ્વની પ્રભુતામત્ત શક્તિઓ પણ ધ્રૂજી ઉઠશે અને ભયંકર કૃતાંત કાળ પણ કંપી ઉઠશે.

પૂનાના ગીતાધર્મ મંડળે માગશર સુદ ૧૧ નો દિવસ સમસ્ત ભારતવર્ષમાં ગીતા–દિવસતરીકે ઉજવવાનો નિશ્ચય કર્યો છે. એજ દિવસે સંસારમાં સૌથી મહાન યુદ્ધ મહાભારત શરૂ થયું હતું અને ધર્મના રક્ષણાર્થે આપણે પણ એજ દિવસથી મહાભારત શરૂ કરવાની આવશ્યકતા છે. આ તિથિ લોકમાન્ય તિલકે નક્કી કરેલી છે અને કેટલાયે વર્ષોથી આ પુણ્યદિવસ ઉજવાય છે પણ ખરો. આ દિવસે સમસ્ત દેશમાં ગીતાપ્રવચનો, ગીતાવ્યાખ્યાનો, ગીતોપદેશસબંધી લેખો, ગીતા–પાઠ અને ગીતા–સમાલોચનાઓ કરવાની એ મંડળે સૂચનાઓ કરેલી છે. મંડળ ઇચ્છે છે કે, તે દિવસે પ્રત્યેક હિંદુ કમમાં કમ ગીતાના એક અધ્યાયનો પાઠ અવશ્ય કરે અથવા સાંભળે. હિંદુ મહાસભાના દિલ્હીવાળા અધિવેશનમાં પણ એવો ઠરાવ પસાર થયો હતો.

વાસ્તવમાં ઉપરોક્ત મંડળની એ યોજનાની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. એમાં તો શંકાજ નથી કે, આ પદ્ધતિથી જનતામાં ગીતાનો કંઇ પણ પ્રચાર વધશે, અને જેટલો પ્રચાર વધશે, તેટલો સંગઠનનો કિલ્લો મજબૂત થતો જશે. અમને તો વિચાર કરતાં મહા આશ્ચર્ય થાય છે કે, જે જાતિમાં ગીતા જેવો જ્વલંત ઉપદેશક ગ્રંથ છે, તેનું સંગઠન થતાં આટલી બધી વાર શા સારૂ થાય છે! પરંતુ એ તો ત્યારેજ થઇ શકે, કે જ્યારે ગીતાનો રામનામની પેઠે પ્રચાર થાય અને તેના ઉપદેશોનો આચાર–વ્યવહારમાં ઉપયોગ થવા લાગે. તેથી આ ગીતા–દિવસને મહાન મહોત્સવનું રૂપ અપાવું જોઇએ. તે દિવસે "तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः" ના તુમુલ નિનાદથી ભારતવર્ષના વાયુમંડળને ભરપૂર કરી દેવું જોઇએ. એ દિવસે બલુચિસ્તાનથી આસામ અને હિમાલયથી કન્યાકુમારી સુધી "तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व जित्वा शत्रून् भुंक्ष्व राज्यं समृद्धम्" ની એવી બુલંદ ગર્જના થવી જોઇએ, કે જેથી વિરાટ હિંદુજાતિનાં ફેફસાંમાં ગરમ લોહી ધસી આવે અને સંગઠનનો સુદૃઢ દુર્ગ રચવાને બુદ્ધિપૂર્વક આગળ ધસે.

('હિંદૂપંચ' ના ૧–૧૨–૨૭ ના અગ્રલેખનો સ્વતંત્રાનુવાદ)

# श्रीगीतामाहात्म्य

॥ श्रीगणेशाय नमः ॥

॥ धरोवाच ॥

भगवन्परमेशान भक्तिरव्यभिचारिणी ।
प्रारब्धं भुज्यमानस्य कथं भवति हे प्रभो ॥ १ ॥

શ્રીપૃથ્વીદેવી પૂછે છે:—હે ભગવન્ ! હે પરમેશ્વર ! હે પ્રભો ! પ્રારબ્ધ કર્મને ભોગવનારા મનુષ્યના હૃદયમાં અવ્યભિચારિણી (અનન્ય-એકનિષ્ઠ) ભક્તિ કયા ઉપાયથી ઉત્પન્ન થાય ? ૧

॥ श्रीविष्णुरुवाच ॥

प्रारब्धं भुज्यमानो हि गीताभ्यासरतः सदा ।
स मुक्तः स सुखी लोके कर्मणा नोपलिप्यते ॥ २ ॥

શ્રીવિષ્ણુભગવાન બોલ્યા:—પ્રારબ્ધને ભોગવનારો જે મનુષ્ય સદા ગીતાના અભ્યાસમાં રત રહેતો હોય, તેજ આ જગતમાં મુક્ત અને સુખી થાય છે અને કર્મથી લેપાતો નથી. ૨

महापापादिपापानि गीताध्यानं करोति चेत् ।
क्वचित्स्पर्शं न कुर्वंति नलिनीदलमंबुवत् ॥ ३ ॥

જેમ કમળપત્રને જળનો સ્પર્શ થતો નથી, તેમ જે ગીતા-જ્ઞાનનું ધ્યાન કરે છે, તેને મહાપાપાદિ પાપો કદી સ્પર્શ કરતાં નથી. ૩

गीतायाः पुस्तकं यत्र यत्र पाठः प्रवर्तते ।
तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि तत्र वै ॥ ४ ॥

જ્યાં ગીતાનું પુસ્તક હોય અને જ્યાં તેનો પાઠ પણ થયા કરતો હોય, ત્યાં પ્રયાગાદિ સર્વ તીર્થો રહે છે. ૪

सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ।
गोपाला बालकृष्णोऽपि नारदध्रुवपार्षदैः ॥
सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ॥ ५ ॥

જ્યાં ગીતા પ્રવર્તે છે ત્યાં સર્વ દેવો, ઋષિઓ, યોગીઓ, નાગો અને શ્રીકૃષ્ણ પરમાત્માની પણ નારદ, ધ્રુવ અને સર્વ પાર્ષદોસહિત શીઘ્ર સહાય મળે છે.

यत्र गीताविचारश्च पठनं पाठनं श्रुतम् ।
तत्राहं निश्चितं पृथ्वि निवसामि सदैव हि ॥६॥

જ્યાં ગીતાનો વિચાર, ભણવું, ભણાવવું કે શ્રવણ ચાલે છે; ત્યાં હે પૃથ્વિ! હું નક્કીપણે અને સદૈવ નિવાસ કરૂં છું. ૬

गीताश्रयेऽहं तिष्ठामि गीता मे चोत्तमं गृहम् ।
गीताज्ञानमुपाश्रित्य त्रींल्लोकान्पालयाम्यहम् ॥७॥

હું ગીતાના આશ્રયે વસું છું; ગીતા મારૂં ઉત્તમ ગૃહ છે; અને ગીતાના જ્ઞાનનો આશ્રય લઇને હું ત્રણે લોકનું પાલનપોષણ કરૂં છું. ૭

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्धमात्राक्षरा नित्या स्वानिर्वाच्यपदात्मिका ॥८॥

ગીતા એ અવર્ણનીય પદોવાળી, અવિનાશી, અર્ધમાત્રા તથા મારી નિત્ય અને બ્રહ્મરૂપિણી પરમશ્રેષ્ઠ વિદ્યા છે; એમાં સંશય નથી. ૮

चिदानंदेन कृष्णेन प्रोक्ता स्वमुखतोऽर्जुनम् ।
वेदत्रयी परानंदा तत्त्वार्थज्ञानसंयुता ॥ ९ ॥

વળી તે ચિદાનંદ શ્રીકૃષ્ણે પોતાના મુખથી અર્જુનને કહેલી ત્રણે વેદરૂપ, પરમાનંદરૂપ અને તત્ત્વરૂપ પદાર્થના જ્ઞાનથી ભરપૂર છે.

योऽष्टादशजपो नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानसिद्धिं स लभते ततो याति परं पदम् ॥१०॥

જે મનુષ્ય સ્થિર મનથી નિત્ય ગીતાના અઢારે અધ્યાયનો જપ કરે છે, તે જ્ઞાનરૂપી સિદ્ધિને પામે છે અને તેથી પરમપદને પ્રાપ્ત થાય છે.

पाठेऽसमर्थः संपूर्णे ततोऽर्धं पाठमाचरेत् ।
तदा गोदानजं पुण्यं लभते नात्र संशयः ॥११॥

સંપૂર્ણ પાઠ કરવાને અસમર્થ હોય તો તેથી અર્ધો પાઠ કરે તોપણ ગોદાન જેટલું પુણ્ય લાભે છે, એમાં સંશય નથી. ૧૧

त्रिभागं पठमानस्तु गंगास्नानफलं लभेत् ।

षडंशं जपमानस्तु सोमयागफलं लभेत् ॥ १२ ॥

ત્રીજા ભાગનો પાઠ કરનાર ગંગાસ્નાનના ફળને લાભે છે અને છઠ્ઠા ભાગનો પાઠ કરનાર સોમયાગનું ફળ લાભે છે. ૧૨

एकाध्यायं तु यो नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोति गणो भूत्वा वसेच्चिरम् ॥१३॥

જે પુરુષ ભક્તિપૂર્વક નિત્ય એક અધ્યાયનો પણ પાઠ કરે છે, તે રુદ્રલોકને પામે છે અને ત્યાં શિવજીનો ગણ થઈને ઘણો કાળ વસે છે. ૧૩

अध्यायं श्लोकपादं वा नित्यं यः पठते नरः ।
स याति नरतां यावन्मन्वंतरं वसुंधरे ॥ १४ ॥

જે મનુષ્ય નિત્ય એક અધ્યાય, એક શ્લોક અથવા એક ચરણનો પાઠ કરે છે, તે પણ હે પૃથ્વિ ! મન્વંતર સુધી મનુષ્યદેહ પામે છે. ૧૪

गीतायाः श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।
द्वौ त्रीनेकं तदर्धं वा श्लोकानां यः पठेन्नरः ॥१५॥
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतं ध्रुवम् ।
गीतापाठसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ॥१६॥

જે મનુષ્ય ગીતાના દશ, સાત, પાંચ, ચાર, બે, ત્રણ, એક કે અર્ધા શ્લોકનો પણ નિત્ય પાઠ કરે છે; તે અવશ્ય દશહજાર વર્ષ સુધી ચંદ્રલોકને પામે છે. ગીતાનો પાઠ કરતાં કિંવા સાંભળતાં મરનારો મનુષ્ય (પશુ આદિનો નિકૃષ્ટ દેહ ન પામતાં) મનુષ્યદેહ પામે છે; ૧૫,૧૬

गीताभ्यासं पुनः कृत्वा लभते मुक्तिमुत्तमाम् ।
गीतेत्युच्चारसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ॥१७॥

અને ત્યાં ગીતાનો પુનઃ અભ્યાસ કરીને ઉત્તમ મુક્તિ પામે છે. વળી "ગીતા" એવા ઉચ્ચારસહિત મરે તે પણ સદ્‌ગતિને લાભે છે.૧૭

गीतार्थश्रवणासक्तो महापापयुतोऽपि वा ।
वैकुंठं समवाप्नोति विष्णुना सह मोदते ॥१८॥

મહાપાપવાળો પણ જો ગીતાનો અર્થ સાંભળવામાં આસક્ત થાય તો તે વૈકુંઠને પામી વિષ્ણુની સાથે આનંદ ભોગવે છે. ૧૮

# गीतामाहात्म्यनुं अनुसंधान

॥ श्री गणेशाय नमः ॥

शौनक उवाच । શૌનક ઋષિ કહે છે:—

**गीतायाश्चैव माहात्म्यं यथावत्सूत मे वद ।**
**पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् ॥१॥**

હે સૂત પૌરાણિક! મુનિશ્રેષ્ઠ શ્રીવ્યાસજીએ શ્રુતિઓમાં વર્ણવેલું ગીતાજીનું માહાત્મ્ય મને યથાવત્ કહેવા કૃપા કરો. ૧

सूत उवाच । સૂતજી બોલ્યા:—

**पृष्टं वै भवता यत्तन्महद्गोप्यं पुरातनम् ।**
**न केन शक्यते वक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥२॥**

આપે જે પુરાતન અને ઉત્તમ ગીતામાહાત્મ્ય પૂછ્યું તે મોટે ભાગે ગુપ્ત હોવાથી યથાવત્ તો કોઈથી વર્ણવી શકાય તેમ નથી. ૨

**कृष्णो जानाति वै सम्यक् क्वचित्कौंतेय एव च ।**
**व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथ मैथिलः ॥३॥**

વાસ્તવમાં ગીતાનું માહાત્મ્ય પૂરેપૂરૂં તો ભગવાન શ્રીકૃષ્ણ જાણે છે. સહેજ સાજ અર્જુન જાણે છે, તેથી થોડું વ્યાસજી, તેથી થોડું શુકદેવજી અને તેથીયે થોડું યાજ્ઞવલ્ક્ય તથા જનકરાજા જાણે છે. ૩

**अन्ये श्रवणतः श्रुत्वा लोके संकीर्तयंति च ।**
**तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मया श्रुतम् ॥४॥**

બીજાઓએ તે કર્ણપરંપરાથી સાંભળીને લોકોમાં વર્ણવેલું છે, તેથી શ્રી વ્યાસજીના મુખારવિંદથી મેં જે સાંભળ્યું છે તેમાંનું કેટલુંક આજે તમને કહું છું. ૪

**गीता सुगीता कर्तव्या किमन्यैः शास्त्रसंग्रहैः ।**
**या स्वयं पद्मनाभस्य मुखपद्माद्विनिःसृता ॥५॥**

જે ગીતા સાક્ષાત પદ્મનાભ વિષ્ણુ ભગવાનના મુખારવિંદમાંથી નીકળેલી છે; તે ગીતાનું રૂડે પ્રકારે ગાન કરવું એજ કર્તવ્ય છે; અન્ય

શાસ્ત્રોના સંગ્રહનું પ્રયોજન શું છે? ૫

**यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका ।**
**सर्व शास्त्रमयी गीता तस्माद्‌गीताविशिष्यते ॥ ६ ॥**

ગીતાગ્રંથ એટલામાટે શ્રેષ્ઠ છે કે તે સર્વોત્તમ ધર્મ–કર્મના ઉપદેશોથી ભરપૂર છે; સર્વ શાસ્ત્રમય છે; અને એ ઉપદેશોનો ઉપયોગ સર્વ પ્રકારનાં જ્ઞાનોમાં થઇ શકે છે. ૬

**संसारसागरं घोरं तर्तुमिच्छति यो जनः ।**
**गीतानावं समारुह्य परं यातु सुखेन सः ॥७॥**

જે મનુષ્ય આ મહાઘોર સંસારસાગરને તરી જવા ઇચ્છતો હોય તે આ ગીતારૂપી વહાણપર ચઢીને સુખેથી પાર પહોંચી જાય છે. ૭

**गीताशास्त्रमिदं पुण्यं यः पठेत् प्रयतः पुमान् ।**
**विष्णोः पदमवाप्नोति भयशोकादिवर्जितः ॥ ८ ॥**

જે પુરુષ આ પુણ્ય–પવિત્ર ગીતાશાસ્ત્રને પ્રયત્નપૂર્વક ભણે છે; તે સર્વ પ્રકારના ભયશોકાદિથી મુક્ત થઇ વિષ્ણુપદને પામે છે. ૮

**गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ।**
**मोक्षमिच्छति मूढात्मा याति बालकहास्यताम् ॥ ९ ॥**

ગીતાનું જ્ઞાન જેણે સાંભળ્યું નથી અને સદા અભ્યાસયોગથીજ મોક્ષની ઇચ્છા રાખે છે; તે મૂઢ માણસ બાળકોની પેઠે ઉપહાસજ પામે છે.૯

**ये शृण्वंति पठंत्येव गीताशास्त्रमहर्निषम् ।**
**न ते वै मानुषा ज्ञेया देवा एव न संशयः ॥१०॥**

જે મનુષ્ય અહર્નિશ ગીતાશાસ્ત્ર ભણે છે; અથવા તેનો પાઠ કરે છે કિંવા સાંભળે છે; તેને મનુષ્ય નહિ, પણ નિઃસંશય દેવજ× જાણવો. ૧૦

---

×. આ પ્રમાણે ગીતાપ્રેમીને જે ઉપમાઓ અપાય છે અને ગીતાપાઠનું જે મહત્ ફળ દર્શાવાયું છે, તે ગીતાના ઉપદેશ મુજબ વર્તનાર માટે છે "ચેલા તેરા, પણ કહ્યા કરૂ નહિ" તેની પેઠે માત્ર ઉપલક અને દેખાડવા પૂરતોજ પાઠ કરે, અથવા બાહ્યાચાર રાખે, અને અંદરથી તો "એરણની ચોરી ને સોયનું દાન" કરવાવાળો અથવા પરોપકારને નામે સ્વાર્થ, ધર્મને નામે ધૂર્તવેડા, અભેદવાદને નામે દુરાચાર સેવે એવા બગભક્ત, અથવા શુષ્કવેદાંતિ ધર્મઠગો માટે તો નર્કદ્વારજ ખુલ્લા સમજવાં. એવા બિચારાઓને એટલું પણ નથી સમજાતુ કે, બાહ્યાચાર અને મીઠા શબ્દોથી માણસો ઠગાશે, પણ સર્વજ્ઞ

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिनेदिने ।
सकृद्गीतांभसि स्नानं संसारमलनाशनम् ॥११॥

જેમ પ્રત્યેક દિવસે કરાતું જળનું સ્નાન મનુષ્યના શરીરનો મેલ દૂર કરે છે; તેમ ગીતાજ્ઞાનરૂપી જળનું સ્નાન નિત્યપ્રતિ કરવાથી સંસારરૂપી મળનો નાશ કરે છે. ૧૧

गीताशास्त्रस्य जानाति पठनं नैव पाठनं ।
परस्मान्न श्रुतं ज्ञानं नैव श्रद्धा न भावना ॥१२॥
स एव मानुषे लोके पुरुषो विड्वराहकः ।
यस्माद्गीतां न जानाति नाधमस्तत्परो जनः॥१३॥

જે મનુષ્ય પોતે ગીતાશાસ્ત્રનું પઠન પાઠન કરવું કરાવવું જાણતો નથી, બીજા પાસેથી સાંભળતો નથી, તેમ જેનામાં શ્રદ્ધાયે નથી અને ભાવના પણ નથી; તે ગીતાને નથી જાણતો તેથી ગામમાં ભટકતા ભુંડ જેવો હોઇને તેનાથી નીચ બીજો કોઇ નથી. ૧૨,૧૩

धिक् तस्य ज्ञानमाचारं व्रतं चेष्टां तपो यशः ।
गीतार्थपठनं नास्ति नाधमस्तत्परो जनः ॥१४॥

જે મનુષ્ય (માત્ર ગીતા વાંચે છે, પણ) ગીતાના અર્થનું પઠન કરતો નથી, તેના એવા (પોપટીયા) જ્ઞાનને, (દેખાડવામાત્રના) આચારને, વ્રતને, ચેષ્ટાને, તપને અને યશને (કીર્તિને) ધિક્કાર છે. એનાથી અધમ બીજો કોઈ નથી. ૧૪

गीतागीतं न यज्ज्ञानं तद्विद्ध्यासुरसंज्ञकम् ।
तन्मोघं धर्मरहितं वेदवेदांतगर्हितम् ॥१५॥

જે જ્ઞાન ગીતામાં ગવાયું નથી, તે જ્ઞાનને વેદમાં અને વેદાન્તમાં નિંદેલું હોઇ તેને નિષ્ફળ, ધર્મરહિત અને આસુરી જ્ઞાન જાણવું. ૧૫

योऽधीते सततं गीतां दिवारात्रौ यथार्थतः ।
स्वपन्गच्छन्वदंस्तिष्ठच्छाश्वतं मोक्षमाप्नुयात्॥१६॥

જે મનુષ્ય રાતદિવસ સૂતાં, બોલતાં, ફરતાં અને ઉભો રહેતાં

---

પરમાત્મા નહિજ ઠગાય. હા, ઈશ્વરનું અસ્તિત્વ સુદ્ધા જેને ન સમજાયું હોય, તે એટલો પણ વિચાર શામાટે લાવે! લિ૦ ખરાબ ભિક્ષુ

પણ ગીતાનું યથાર્થ રીતે અધ્યયન (અભ્યાસ, શ્રવણ, મનન) સતતપણે કર્યા કરે છે; તે શાશ્વત મુક્તિને પ્રાપ્ત થાય છે. ૧૬

योगिस्थाने सिद्धपीठे शिष्टाग्रे सत्सभासु च ।
यज्ञे च विष्णुभक्ताग्रे पठन्याति परां गतिम् ॥१७॥

યોગીના સ્થાનમાં, સિદ્ધોના સ્થાનમાં, શ્રેષ્ઠ પુરુષો આગળ, સંતસભામાં, યજ્ઞસ્થાનમાં અથવા વિષ્ણુભક્તો આગળ પાઠ કરવાથી મનુષ્ય પરમ ગતિને પ્રાપ્ત થાય છે. ૧૭

गीतापाठं च श्रवणं यः करोति दिनेदिने ।
क्रतवो वाजिमेधाद्या कृतास्तेन सदक्षिणाः ॥१८॥

જે મનુષ્ય ગીતાનો પાઠ અથવા શ્રવણ નિત્યપ્રતિ કરે; તેણે દક્ષિણાસહિત અશ્વમેધાદિક યજ્ઞો કર્યા છે (એમ સમજવું). ૧૮

गीताऽधीता च येनापि भक्तिभावेन चेतसा ।
तेन वेदाश्च शास्त्राणि पुराणानि च सर्वशः ॥१९॥

જેણે ભાવભક્તિપૂર્વક તથા એકાગ્રચિત્તે ગીતાનું અધ્યયન કર્યું, તેણે સર્વ વેદો, શાસ્ત્રો અને પુરાણોનો અભ્યાસ કર્યો (એમ સમજવું).

यः शृणोति च गीतार्थं कीर्तयेच्च स्वयं पुमान् ।
श्रावयेच्च परार्थं वै स प्रयाति परं पदम् ॥२०॥

જે મનુષ્ય પોતે ગીતાર્થને સાંભળે, ગાય અને પરોપકારાર્થે અન્યને સંભળાવે, તે પરમ પદને પામે છે. ૨૦

नोपसर्पंति तत्रैव यत्र गीतार्चनं गृहे ।
तापत्रयोद्भवा पीडा नैव व्याधिभयं तथा ॥२१॥

જે ઘરમાં ગીતાનું પૂજન-અર્ચન થાય છે ત્યાં ત્રિવિધ દુઃખ (દૈહિક, દૈવિક અને આધિભૌતિક) પ્રવેશી શકતાં નથી, તથા વ્યાધિઓનો પણ ભય રહેતો નથી. ૨૧

न शापं नैव पापं च दुर्गतिं न च किंचन ।
देहेऽरयः षडेते वै न बाधंते कदाचन ॥२२॥

વળી તેને કોઇનો શાપ લાગતો નથી, પાપ લાગતું નથી, જરાપણ દુર્ગતિ થતી નથી; તેમ શરીરના ષડ્રિપુઓ (કામ, ક્રોધ, લોભ, મોહ,

